

# પ્રાર્થના માલા.

પ્રયોજક અને પ્રકાશક,


પ્રો. વિ. પી. જાની એમ. એ (અમેરિકા ઍન્ડ ઈન્ડીયા) પી. એચ. ડી. (ઈન્ડીયા.)

સ્થાપક અને નિયામક,

શ્રી મહીકાંઠા એજ્યુ. સોસાઇટી.

પ્રો. સાદ્રા. ચેખલા.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૨ સંવત ૧૯૭૯.

કીંમત રૂ. ૦-૨-૦



# પ્રાર્થના માલા.

પ્રયોજક અને પ્રકાશક,


પ્રો. વિ. પી. જાની એમ. એ. ( અમેરિકા ઍન્ડ ઈન્ડીયા ) પી. એચ. ડી. ( ઈન્ડીયા. )

સ્થાપક અને નિયામક,

શ્રી મહીકાંઠા એજ્યુ. સોસાઈટી.

પો. સાદ્રા. ચેખલા.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૨. સંવત ૧૯૭૯.

કીંમત રૂ. ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

ૐ પરમાત્મન્

સત્ ચિદાનંદ સ્વરૂપને ॥

દેહના દેહાધ્યાસ છૂટે–માનુષી સ્નેહ અને પ્રેમના પાશો તૂટે—જૂદા થાય–ઇંદ્રિયો અને મનનો નિગ્રહ વધે–માત્ર આપનીજ લગની–આપનીજ યાદી લાગુ પડે એ હેતુએ પ્રથમ પુષ્પ અર્પણ ॥

× × × × ×

अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ॥

×

જાણ્યું બધું જોયું બધું, ત્હારા વિના સૂનું દીઠું;
ખલ્કે સફર ઝાઝી કીધી, ત્હારા વિના સૂનું દીઠું.

બસ તૂંજ છે–બસ તૂંજ છે–

તૂં મય મને થાવૂંજ છે.

×

My God within you all things!
Purify, rejoin, enlighten and liven my
spirit Oh! Father!

# અનુક્રમણિકા.





# "શિક્ષકોને વિનંતિ."



દુનિયામાં દરેક કાર્યની શરૂઆત પ્રભુના સ્મરણથી થાય, એ માન્યતા વાસ્તવિક હોઇ તે હરકોઈ મનુષ્ય કબુલ કર્યા વગર રહેશે નહિ. ઈશ્વર, સર્વવ્યાપી, સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ છે,એમા આપણને શંકા નજ હોય; તેથી પ્રભુની સ્તુતિ કર્યા વગર કાર્યનો આરંભ કરવો એ એક ધાર્મિક ફરજની ન્યુનતા દર્શાવી આપે છે.

પ્રાર્થના એ ધાર્મિક ફરજ છે, એમ સમજી જો નિયમ સર અને ધ્યાન પૂર્વક કરવામાં આવે તો તે કલ્પવૃક્ષ સમાન નિવડે છે. પ્રાર્થનાથીજ મનના વિકારો અને દુર્ગુણો દૂર થાય છે. હૃદય અને મનને શુદ્ધ કરવાને પ્રાર્થના કસરત રૂપ છે. કરેલાં પાપ માટે જગત્ નિયંતા સમક્ષ માફી માગવાનું સાધન છે પ્રાર્થના દુઃખી દુનિયાને ટેકો આપનાર થાંભલા રૂપ છે ઇશ્વર અને મનુષ્યને જોડનાર તારરૂપ પ્રાર્થનાજ છે. માટે પ્રત્યેક મનુષ્યે પોતાની ધાર્મિક ફરજ સમજી તે હરરોજ સવાર અને સાંજ નિયમસર કરવીજ જોઇએ.

દરેક શાળાના મુખ્ય શિક્ષકે નિશાળમાં વર્ગનું લેશન શરૂ-થતાં અને ઘેર જતી વખતે નિશાળના કંપાઉન્ડમાં બધા બાળકને ઉભા રાખી પ્રાર્થના કરાવવીજ જોઇએ.

આ લઘુ પુસ્તકમાં કેટલાક સંસ્કૃત શ્લોકો આપેલા છે જે અંગ્રેજી અને તેવીજ બીજી ઉચ્ચ કેળવણી વાળીશાળા-ઓમાં પ્રાર્થના રૂપે ખાસ બોલાવવા માટે દાખલ કરવામાં આવ્યા છે.

આવી પ્રાર્થનાઓથી ઇશ્વર સંબંધી જ્ઞાનના સંસ્કારો વિદ્યાર્થી વર્ગમાં રેડાય છે, તેમનામાં દાખલ થયેલા દુર્ગુણો દૂર થાય છે. તેઓ પાપ કરતાં ડરે છે, તેમનામાં ધીમે ધીમે ઉચ્ચ સંસ્કારોની ઉંડી છાપ પડે છે. તેઓ ચારીત્ર્યવાન બને છે; અને પરિણામમાં તેઓ મહાન પુરૂષ નિવડી દેશની સેવા કરવા લાયક બને છે. આવા પુરૂષો પોતાનું એકલાનું કલ્યાણ ન કરતાં હજારોનું કલ્યાણ કરી જાય છે.

આ નાના પુસ્તકમાં પ્રાર્થના ઉપરાંત કેટલીક સચોટ અસર કરે તેવી શીખામણો ગુજરાતી તેમજ અંગ્રેજીમાં આપેલી છે તે ઉપર શિક્ષક વર્ગનું ખાસ ધ્યાન દોરવામાં

આવે છે આવી શીખામણો વારંવાર વિદ્યાર્થીવર્ગને સમજાવાથી તેમના ચારિત્ર્યમાં ઘણોજ બહોળો ફેરફાર થાય છે વિદ્યાર્થીની લગામ શિક્ષકોને સોંપવામાં આવે છે એટલે તેમને તારવા કે બડાડવાએ તેમનાજ હાથમાં છે હું આશા રાખું છું કે દરેકશાળાના શિક્ષકો આ પુસ્તકનો હેતુ બર લાવવામાં મદદરૂપ નિવડી આભારી કરશે.

રામાશ્રમ.
દેવલાલી નાશીકરોડ,
તા. ૨૦-૮-૨૨.

લી. સેવક,

વી. પી. જાની.



# ( પ્રભુની પિછાન )



ગઝલ.

પ્રભુનું નામ જે લે છે,
  પ્રભુ તે શું ? શિખી લે જે ;
વૃથા નહિ કાળને ખોજે,
  પ્રભુને ઓળખી લે જે.

પ્રભુનું રૂપ આવું છે,
  પ્રભુનું મૂખ આવું છે.
પરિમીત એહને કરતા–
  ભલો થઈ, દૂર તું રહેજે.

પ્રભુએ આ કર્યું છે, ને–
  પ્રભુએ આ કર્યું છે ના;
હજારો હાથવાળાની––
  કશી હદ બાંધતાં ડરજે.

પ્રભુનો ના પ્રભુ તું થા,
પ્રભુનાં શર્ણમાં રહીજા.
'નકારે' ના પ્રભુ તું ગા
કરી બસ એટલું લે જે.

પ્રભુ શું ? ને પ્રભુ શું ના ?
કહી તું ના શકે કો'દી;
ગનીમત જે મળ્યું માની,
સદા સંતોષમાં રહેજે.

જગત્માં નામ છે જે જે,
પ્રભુનાં છે બધાં તે તે,
પ્રભુના નામની માળા--
પુરી એ રીતથી કરજે.

પ્રભુ છે સર્વમાં સરખો,
પ્રભુ છે સર્વને સરખો,
પછી તું આ પ્રભુ "આ—ના",
કદી એવું નહિં કહેજે.

પ્રભુ છેઃ શબ્દ ને શક્તિ,
પ્રભુ છેઃ કાવ્યને યુક્તિ;
બનીને કાવ્યથી તન્મય,
પ્રભુને ત્યાં કળી લે જે.

પ્રભુ છેઃ ભક્તની ભક્તિ,
પ્રભુ છેઃ જ્ઞાનની શક્તિ;
પ્રભુ છેઃ કર્મ કરનારો,
વિચારી એ બધું લે જે.

પ્રભુ છેઃ યજ્ઞ રૂપેને—
પ્રભુ છેઃ દ્રવ્ય—આહુતિ,
બની આ જગતમાં એવો;
પ્રતિતિ તું કરી લે જે.

પ્રભુ છેઃ વિશ્વની હસ્તી,
પ્રભુ છેઃ પ્રેમની મસ્તી;
ઉદાસીની ઉદાસીમાં—
પ્રભુને પારખી લે જે—

પડે જ્યાં આંખથી આંસુ,
  દ્રવે જ્યાં ઉર છલકાતું;
પ્રભુના તખ્તની ત્યાં ત્યાં,
  નીશાની જોઇ તું લેજે.

પ્રભુ છેઃ દીનનો બેલી,
  કરે છે વ્હાર એ પ્હેલી;
ભળીને એ ભલાઈમાં,
  પ્રભુને પારખી લેજે.

વિભુની આ વિભૂતીને,
  ન ઇતિ એટલું કહેજે;
પ્રભુના અંશમાં આખા,
  જગત્‌ને જોઇ તું લ્હેજે.

જૈન હિતેચ્છુ.



## સુંદર શિવ.

સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઈશ્વરા,
ત્રિભુવર ભવભય હારક, નમું મહેશ્વરા. સુંદર૦
મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદ પ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકંઠ કોકિલરવ, શ્રવણ સુખકરા,
સહુમાં વસતી હસતી—રમતી—
પ્રતિફલિતા—શીલલિતા—સુંદરતા તુજ જગદ્‌હરા—સુંદર૦

વિપ્રલંભી વિષય મોહની મધુસ્વરા—
દિવ્ય ધામ પંથ જતાં આવી વિષધરા—
વિપથ દોરવા મથે, અહો દયા કરો !
ક્ષણ તે હૃદયે—બળદે—
કર ધરીઆ—પરિ હરવા—મધુર રવા મોહની સુરા.સુંદર૦

વિમલ સાધુ હૃદય વિષે વિપદ્ જલધરા,
વ્યાપિ હમે સત્ય દષ્ટી ધન તિમિર કરા

તે સમે વિશુદ્ધ પ્રેરી, જ્ઞાન રવિકરા,
કરૂણા ધરીને–ફરીને–હરિ તમને
સહ્રદય મને–મન ગગને—શાન્તિ દે સ્થિરા.–સુંદર૦

શ્રીયુત્ નરસિંહરાવ.



# પ્રભુ પ્રાર્થના.

હે બ્રહ્મ ઈશ જગદીશ જગન્નિવાસ,
પાદારવિંદ નમું નાથ તને હું દાસ;
નિત્યે નિરંતર કરૂં સ્તુતિ પ્રાર્થનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ.

તારા સમો અકળ મહિમા નહિ કોઈ પામે,
વાણી સહિત મનવેગ સહુ વિરામે;
તારા અભેદ્ય પટમાં નહિ કલ્પનાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ.

તારી કૃપા થકી વદે વિભુ મૂકવાણી,
તારી કૃપા થકી ગિરિ પંગુ ચઢે જ પ્રાણી:
તારી કૃપા થકી જગમાં સઘળી લીલાઓ,
હે વિશ્વનાથ પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ.

તું નિત્ય-સત્ય-અજ-ઇશ્વર સૃષ્ટિપાળ,
બુદ્ધિ પ્રકાશક નમું તને સર્વકાળ;

ટાળો કૃપા કરી પ્રભો, બધી વાસનાઓ.
હે વિશ્વનાથ, પ્રભુ નિત્ય પ્રસન્ન થાઓ.

ૐ

शान्तिः शान्तिः शान्तिः

ઉદ્ધૃત

यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुत स्तुवान्त दिव्यैः स्तवैः
वेदैः सांग पद क्रमोपनिषदै गायन्ति यं सामगाः ।
ध्याना वस्थित तद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुर गणादेवायतस्मै नमः ॥

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सूरेशं
विश्वाधारं गगन सदृशं मेघवर्ण शुभाङ्गम् ।
लक्ष्मीकान्तं कमलनयनं योगिभि ध्यान गम्यम्
वन्दे विष्णुं भवभय हरं सर्व लोकैक नाथम् ॥

नमस्ते नमस्ते विभाविश्व मूर्ते
नमस्ते नमस्ते चिदानंद मूर्ते ।
नमस्ते नमस्ते तपो योग गम्य
नमस्ते नमस्ते श्रृति ज्ञान गम्य ॥

## सरस्वति स्तवन.

शुद्धाम् ब्रह्म विचार सार परमाम्
आद्यां जगद् व्यापिनीम्

वीणा पुस्तक धारिणीम भयदीम्
जाड्यांधकारापहाम्

हरू स्फाटीक मालिकां विद्धतीं
पद्मासने संस्थितां।
वन्देतां परमेश्वरीं भगवतीं
बुद्धिप्रदां शारदाम् ॥

या कुन्देन्दु तुषार हार धवला या शुभ्रवस्त्रावृता
या वीणावर दन्ड मन्डितकरा या श्वेत पद्मासना।
या ब्रह्माच्युत शंकर प्रभृ तिभिर्देवैः सदावन्दिता
सा मां पातु सरस्वती भगवती निः शेष जाड्यापहा ॥

## गुरु स्तुति.

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगन सदृशं तत्वमस्यादि लक्ष्यम्।
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षीभूतं
भावातीतं त्रिगुण रहितं सद्गुरुं तं नमामि ॥

* *

मनोजवं मारुत तुल्यवेगं ।
जितेंद्रियं बुद्धिमतां वरिष्ठम् ॥
वाता मजं वानर यूथ मुख्यं ।
श्री रामदूतं शरणं प्रप द्ये ॥

* * *

न्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।
स्मात् कारुण्य भावेन रक्षरक्ष परमेश्वर ॥



# સ્વદેશ.

—०—

સંસાર ભર મેં ઉંચા, પ્યારા મુકુટ હમારા,
માનો પડા ગગનહૈ, ઉસ્કાલિયે સહારા,
યહહૈ પ્રમાણુ ઉસ્કા, થે હમ બડે જગતમે,
હોવે ન અબ ભલે હી, અચ્છા સમય હમારા.
ભગવાનને યહાં હી, અવતાર સબ લિયે હૈં,
સુનતા ન હો ભલેહી, વહ આજ દુખ હમારા.
અર્જુન વ ભીષ્મ કે સમ, વીર ઈસ જગહમેં,
હૈ કાયરોંમેં યદ્યપિ, અબ નામ હા! હમારા.
નારદ, વશિષ્ઠ આદિક, કા જન્મથલ યહી હ
યધપિ અસભ્ય-જગમેં, આગે હૈ પગ હમારા.
પર અબસે દિખ પડેગા, યહ પૂર્વ,પૂર્વ કે સમ,
જબ જ્ઞાન રવિકી કિરણેં, ખાવેંગી તમ હમારા.

× × × × × × ×

બસ, અબ વિનય હમારા, તુમસે પ્રભો! યહી હૈ
ઉન્નતિ કે માર્ગમેં યહ; ભારત બઢે હમારા.

(બાલ સખા)

——— ———

# "માતૃ વન્દના."



ઐ માતૃભૂમિ તેરે, ચરણોંમેં શિર નમાઉં,
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં ॥ ટેક.
માથે પૈ તૂહો ચંદન, છાતી પૈ તૂહો માલા
જીંહ્વા પૈ ગીત તૂહો, મેં તેરા નામ ગાઉં ॥ ઐ
જીસસે સુપૂત ઉપજૈ, શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધુલિકો મૈં, નિજ શીષ પૈ ચઢાઉં. ॥ ઐ
માનો સમુદ્ર જીસકી, ધુલિકા પાન કરકે
કરતા હૈ માન તેરે, ઉસ પૈરકો મનાઉં ॥ ઐ
વે દેશમાન વાલે, ચઢકર, ઉતર, ગયે સબ,
ગોરે રહે ન કાલે, તુઝકો હી એક પાઉં ॥ ઐ
સેવામેં તેરી સારે, ભેદોંકો ભૂલ જાઉં,
વહ પૂણ્ય નામ તેરા, પ્રતિદિન સુનૂ સુનાઉં ॥ ઐ
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝપર, બલિદાન મૈં ચઢાઉં ॥ ઐ



# ભૂમિપર ઝટ પધારોને.



અરે ઓ દેવ દેવોના, મનુષ્યોના ગુરૂજીઓ ! ! !
જહાંના ધર્મના સ્થાપક ભૂમિપર ઝટ પધારોને.

તમારી રાહ પ્રેમેથી, થવા દર્શન પ્રજા જોતી,
સુણાવા બોલ શાન્તિના, ભૂમિ પર ઝટ પધારોને.

વધેલા કલેશ કંકાશો, સમાવી ભ્રાતૃતા કરવા.
ભણાવા ઐકયના મંત્રો, ભુમિપર ઝટ પધારોને.

જુદી જ્ઞાતો અને જાતો, ગણે બંધુ પરસ્પરને,
અમુલો બોધ એ દેવા, ભૂમિપર ઝટ પધારોને.

બનીને પ્રેમની મુર્તિ, થવા દર્શન શુ શક્તિના,
ખલકના દુઃખ એ ધોવા, ભૂમિપર ઝટ પધારોને

શ્રી શં. મ. કવિ.



# જીવનના આદર્શો

—— :o: ——

મોટું ઉદર રાખી ભલાઆ, અવની માંહી ચાલજે,
દુઃખીયા તણાં દર્દો બુઝાવું, વૃત એવું પાળજે.

કુડાં અહંભાવો વસે, ઉંડાં હૃદયના સ્થાનમાં,
તેને પ્રતિજ્ઞા લેઈને, તું બહાર ખેંચી કાઢજે.

સાધુ જનોની સંગતિમાં, સુખ મોટું માનજે
પ્રભુના પુરૂષ જે ઓલીયા, તુ તેમનોકર ઝાલજે.

વીરનું ભૂષણ સાચી ક્ષમા, તેને તું ઉરમાં સ્થાપજે,
ફેલાવી ભ્રાતૃભાવ જગમાં, સંપ કરની ધારજે.

નદી નાવને સંયોગ જેવો, તેમ સંસારે રહી,
પરમાર્થ જીવન આદરી, આવ્યા દુઃખો લેજે સહી.

તત્વચિંતક

——◆——

# વીર બાલને અંતર ધ્વનિ.



મ્હારા વ્હાલા બાલ! પરમાત્માની એક નિષ્ઠા ચ ઉમંગથી કરેલી ભક્તિજ માત્ર ત્હારા મનની શાંતિ, શરીર સુખાકારી અને જીવની જીવનદોરી છે.

* * *

ત્હારા મનને કદિ ભટકવા ન દે. જે લોકો પોતા આદર્શ અને ભક્તિમાંથી ભ્રષ્ટ થાય છે તે ભર સમુદ્રમાં ડૂબ વહાણના ખલાસીઓ જેવા છે. સંસારના સુખો અને મો મઝાઓ, જે અંતમાં દુઃખ દાયક છે, તેમાં ફસાતો નહિ અંજાઈ જતો નહિ. પરમાત્માના ખરા ભક્ત થવું હોય ઉત્તમ આદર્શો ( નિયમો ) નું પાલન કર, આમ કરવાથી ત આનંદ અને સુખનો પાર રહેશે નહિ દુનિયાની મોજમઝ ઓના મિથ્યા ફાંસામાં મ્હાલવું અને મને પણ વ્હાલા લાગ કે મેળવવા પ્રયત્ન કરવો તે ફોગટ છે.

* * *

વ્હાલા બાલ ! ત્હારી સેવા કે ભક્તિને કોઇ જાતનો ડા લાગુ ન પાડ. એકાન્તમાં થોડો સમય નિયમિત એક ચિ

થા, ત્હારા ખરા સ્વરૂપને જો. પરમાત્મા ત્હારી પ્રાર્થનાઓ કે સ્તુતિઓ સાંભળવા બહુ ઇચ્છા રાખતો નથી તેને ત્હારા હૃદયની પવિત્રતા જોઇએ છે. હે બાલ ! પરમાત્માની ખરી ભક્તિ, તેને પગલે પગલે અનુસરવામાં, અને મહાન પુરૂષોના વાકયોમાં શ્રદ્ધા રાખીને, આગળ વધવામાં સમાયેલી છે.

હે બાલ ! મનની શાંતિ અને સ્થિરતા મેળવવા તૈયાર થા. પ્રભુ જ્યારે જોશે કે બાલક સત્ય જ્ઞાનની શોધમાં છે, ત્યારે તે તને તરત જ મદદ કર્ત્તા થશે. શરીર સ્વસ્થ કર. મનને પણ તેજ દીશામાં વાળવું શરૂ કર. ડાહ્યા પુરૂષો, ઉમદા પુસ્તકો અને પરમાત્મા સંબંધી ઉચ્ચ ભાવનાઓ તારા મન આગળ રજુ કર. પ્રેમ અને સેવાની ઝગઝગતી જ્યોતિ તારા દિલમાં પ્રગટ કર. બધી શંકાઓ ભય અને બીકણ લાગણીઓને દૂર કરી પ્રભુ શરણે સર્વસ્વ અર્પણ કર. ત્હારૂં શરીર પરમાત્માનું ઙ છે તેને પવિત્ર અને મજબુત બનાવ, ગુણોથી સુશોભિત કર. ખુલ્લી હવામાં નિયમિત થોડું થોડું વ્યાયામ કરે જા. ત્હારાં બધાં અંગોને તાલીમ આપ જેથી પ્રભુ અને જનસમુહની સેવા કરવા તેઓ વધારે લાયક બને.

સ્તુતિ અને નિંદાની કરકાર ન કરતાં તારા નક્કી કરેલા

રસ્તે ચાલ્યો જા. ત્હારી ઘણી શક્તિ આમ કરવાથી બચશે. ફલાણો શું કહે છે ? એ શું કહેશે ? એ ભય છોડી દે પ્રમાદી ન થતો. સાદો અને પૌષ્ટિક ખોરાક, શુદ્ધ જલ અને હવા ઉપરાંત કોઇ ચીજનું વ્યસન ન કર. પોષાક સાદો અને સ્વચ્છ કરી દે.

બાલ ! શાન્ત થા. ઉતાવળ ન કર. ઉતાવળે આંબા ન પાકે. ધ્યાન પૂર્વક સાંભળી હૃદયમાં ઉતારી ઉમંગથી તે પ્રમાણે અમલમાં મૂકવા પ્રયત્નશીલ થા. શરીરને નિયમમાં રાખી તેની પાસે ઉત્તમ શ્રમ ઉઠાવરાવ સવારમાં વહેલો ઉઠ. ઉઠયા પછી અને સૂતા પહેલાં પ્રભુના નામની ધુન મચાવ. એક ક્ષણ પણ નકામી જવા ન દે; પળે પળે ત્હારા ઉદ્ધાર ને વિકાસનું ચિન્તવન કરતો રહે. તું અનંત સુખની સમીપ જાય છે, તે ખાત્રી રાખજે.

શ્રી વિજયશંકર પી. જાની.



## *Morning Prayer.*

Awake my soul, and with the sun,
Thy daily stage of duty run,
Shake off dull sloth, and joyful rise
To pay thy morning sacrifice

Thy precious time mis-spent redeem,
Each present day thy last esteem;
Improve thy talent with due care,
For the day thy-self prepare.

By influence of the light divine-
Let thy own light to others shine,
Reflect all Heaven's propitious rays,
In ardent love and cheerful praise

× × ×

Lord, I my vows to thee renew,
Disperse my sins as morning dew,
Guard my path of thought and will,
And with thyself my spirit fill.

× × ×

प्रातःस्मरामि हृषि संस्कुरदात्मतत्वं
सच्चित्सुखं परमहंस गतिं तुरीयम् ।
यत्स्वप्न जागर सुसुप्तमवैतिनित्यं
तद्ब्रह्म निष्फलमहं नचभूतसंघः ॥

*स्थित प्रज्ञस्य का भाषा समाधिस्थ केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥

## Advice to Stud nts.

(1) Arise at 4–30 A. M. in the morning.

(2) Get by heart some stotras and recite them sincerely and with devotion, every morning, before beginning your daily work, and also every night before retiring to bed.

(3) Read a religious book atleast for 15 minutes.

---

* સૂચના:—સ્થિર બુદ્ધિવાળા મનુષ્યોનાં લક્ષણો, બોલવું, બેસવું, ચાલવું વિ. કેવું હોય છે અને તે વાંચવાથી આપણને કેટલું ફાયદાકારક છે, તે ગીતા અધ્યાય ૨ જો ( સાંખ્યયોગ શ્લોક ૫૪ થી ૭૨ સુધી વાંચી વિચારવાથી ખાત્રી થશે.

(4) Let your amusement be innocent and manly; avoid playing at dice and cards.

(5) Keep company with the humble and the simple, with the devoted and virtuous.

(6) Beware of bad company:–(Bad boys, bad books, bad thoughts, bad songs and bad scenery).

(7) Be truthful and honest.

(8) Honour your teachers, parents, kings and elder

(9) Love your brothers, sisters friends and and books.

(10) Avoid all luxury and practise economy.

(11) Be not selfish; seek for the opportunity to serve others.

(12) Avoid anger. Resist temptations.

(13) Ennoble your character and mind. Do good to your *Motherland*.

(14) See great and small with an equal mind and eye.

(15) Be moderate in everything. Do n
waste your time.

(16) Keep a high and noble aim, follow
strictly. Keep your mind always e
gaged in good work and good taough

(17) Simplicity aud purity should be yo
watch-word in life.

(18) Read at the time of reading and play
the time of playing.

(19) Be trnthful in word, honest in dee
energetic, active, earnest, perseveriug i
everything and be self-sacrificing,

(20) Have confidence in the *Almighty.*

---

# જાહેર ખબર.



તક ન ચૂકો. તક ન ચૂકો.

પ્રાચીન કાળમાં હિંદુસ્તાનમાં વિદ્યાર્થીઓને અધ્યયન માટે ગુરૂકુલાશ્રમમાં જવું પડતું. જ્યાં કુદરત સર્વ પ્રકારે મહાનુભુત હોય તેવે સ્થળે આશ્રમો બાંધવામાં આવતાં. અહિંયાં બાળકોને માનસિક, શારીરિક, નૈતિક અને આધ્યાત્મિક શિક્ષણનું પોષણ આપવામાં આવતું, જેથી આશ્રમોમાં રહેલા વિદ્યાર્થીઓ અદ્વિતિય વિદ્વાનો મહાન યોદ્ધાઓ, ખગોળ વેત્તાઓ, રાજનીતિજ્ઞો, સમર્થ વિજ્ઞાન શાસ્ત્રીઓ વિગેરે નિવડતા.

અર્વાચીન સમયમાં, ઇંગ્લાંડ, અમેરિકા, જાપાન વિ. સુધરેલા દેશોમાં ઘણી બોર્ડીંગ હાઇસ્કુલો અને કોલેજો છે, જે શહેરથી ઘણે દૂર બાંધવામાં આવેલી છે. તેવી શાળાઓમાં ખાવા પીવા અને રહેવાની બધી સગવડ આપવામાં આવે છે. આવી શાળાઓમાંથી સમર્થ વિદ્વાનો નિપજે છે. ટુંકામાં વિદ્યાર્થીઓને કુદરત અને વ્યાયામનો અવર્ણનિય લાભ મળે છે.

બોર્ડીંગ શાળાઓની હિંદુસ્તાનમાં ઘણી ખામી છે. ગુજરાતમાં તે પૂરી પાડવાના હેતુથી સાદ્રાની સમીપમાં ચેખલા ગામ પાસે શાંતિ

પ્રદાયક મનોહર કુદરત વાળા સાબરમતી નદીના કીનારા ઉપર મ-
હીકાંઠા એજન્સી. એસોસીએશનનું ચેખલા બોર્ડીંગ ઇન્સ્ટીટ્યુશન ઉઘાડ-
વામાં આવ્યું છે.

શિક્ષણ વડોદરા રાજ્યના અભ્યાસક્રમને અનુસરિને રાખેલ
છે. અત્રે હિંદી ફરજીયાત શીખવું પડે છે. માનસિક કેળવણી ઉપરાંત
શારીરિક અને નૈતિક કેળવણી પ્રાપ્ત કરવાનું અદ્વિતિય સ્થાન છે.

અમારા બોર્ડીંગ ઇન્સ્ટીટ્યુશનમાં દાખલ થવાની ઇચ્છા રા-
ખનાર વિદ્યાર્થીએ તેને લગતા નિયમોનું પુસ્તક મંગાવી વાંચી લેવું
એવી અમારી ખાસ ભલામણ છે.

વિ. પી. જાની. એમ. એ. પી. એચ. ડી.
પ્રીન્સિપાલ, ચેખલા બોર્ડીંગ ઇન્સ્ટીટ્યુશન.
ચેખલા, પો. સાણંદ.

મદદ કરો ! મદદ કરો ! !

गौरवं प्राप्यते दानान्न तु वित्तस्य संचयात् ।
स्थितिरुच्चैः पयोदानां पयोधीनामधः स्थितिः ॥

પૃષ્ઠ ૩૧માં વિદિત કરવામાં આવેલ છે કે ગુજરાતમાં સાબરમતી નદીના તટ ઉપર મહીકાંઠા એજન્સી. સોસાઇટીનું ચેખલા બોર્ડીંગ ઇન્સ્ટીટ્યુશન થોડા વખત ઉપર ખોલવામાં આવેલ છે.

આ શાળા હાઇસ્કુલના ખરા રૂપમાં આવ્યા પછી અત્રે એક આર્ટસ તથા ખેતીવાડી અને ઉદ્યોગ હુન્નરનું શિક્ષણ આપનારી કોલેજ સ્થાપવામાં આવશે. છેવટે આ સોસાઇટીના કાર્યવાહકો યુનીવરસીટી સ્થાપવા પ્રયત્ન કરશે.

વિદ્યા એ સર્વોત્તમ દાન છે. કેટલાક બુદ્ધિશાળી બાળકો ગરીબ સ્થિતિને લઇ વિદ્યા પ્રાપ્ત કરી શકતા નથી તેઓને લાભ આપવો એ અમારો ખાસ હેતુ છે. અમારી શાળા આદર્શ રૂપ બને અને તેમાંથી નર રત્નો નિપજે તેવી તેના કાર્યવાહકોની ખાસ લાગણી છે.

આવી સંસ્થાઓ નિભાવવા સારૂ પૈસાની જરૂર પડે છે. પોતાના દેશના બાળકો કેળવાય તોજ દેશનું શ્રેય થાય એ વાત સત્ય હોય તો દરેક દાનવીર ગૃહસ્થે પોતાનો હાથ લંબાવવા ચૂકવું નહિ. હું આશા રાખું છું કે શાળાની ચાલુ જરૂરિયાતોનું લીસ્ટ મંગાવી લઇ તેના કાર્યકર્તાઓને ઉપકૃત કરશો.

લી સેવક

વિ. પી. જાની. એમ. એ. પી. એચ. ડી.